24/27 : 03-07-2003

# વૃદ્ધોનો આદર એ જ

# યુવાપેઢીની શોભા

## –વલ્લભ ઈટાલિયા

***લેખ સારાંશ*** : *આપણા સમાજમાં વૃદ્ધોની કેટલી કાળજી લેવાય છે એના પર આજની યુવાપેઢીની ખાનદાની નિર્ભર છે. કેટલાંક ઘરો પર "માતૃકૃપા" કે "પિતૃકૃપા" લખેલું તો હોય; પરંતુ એ ઘરનાં વૃદ્ધોને મળીએ ત્યારે ખબર પડે કે માતા અને પિતા તો સંતાનોની કૃપા પર જીવી રહ્યાં છે! આપણે*

પથ્થરની પૂજા ભલે કરીએ; પરંતુ આપણા ઘરનો પાયાનો પથ્થર તો છે – વૃદ્ધ. ઘરડાં મા-બાપને તરછોડી, ઈશ્વરને પામવા મથતો માણસ, પરમાત્માને પામે એ વાતમાં માલ નથી.

દીકરી ઘર છોડે અને દીકરો તરછોડે, ત્યારે દુનિયામાં કોઈ બાપનું હૈયું નિચોવાયા વિના અને આંખો ભીંજાયા વિના રહી શકે? પોતાની બદહાલત અસહ્ય બની જાય ત્યારે, તીવ્ર આઘાતમાં કેટલાક વૃદ્ધોએ પણ આપઘાત કરવો પડે છે! બે ચમચી 'રાબ' ખાવા માટે દાદાને બબ્બે વરસ રાહ જોવી પડે! અને મરે પછી તો તરત આખા ગામને લાડવા! મિત્રો, આપણે માવતરના મરણ પછી કારજ,

પાણીઢોળ અને દહાડામાં જે ખર્ચો કરીએ છીએ એનો પચાસ ટકા ખર્ચ પણ જીવતાં માવતરની સંભાળ માટે કરીએ, તો સંસારના તમામ વૃદ્ધોની સમસ્યાઓ કેટલા દહાડા ટકે?

## વૃદ્ધોનો આદર એ જ યુવાપેઢીની શોભા

### –વલ્લભ ઈટાલિયા

શરીર અને સમય બંને વફાદારીપૂર્વક પોતાનો ધર્મ પાળે છે. બાલ્યાવસ્થા સમય જતાં વૃદ્ધાવસ્થાને આંબે એ કુદરતનો કાનૂન છે. કોઈ

કુટુંબ કેટલું સંસ્કારી છે, એ જાણવા એ કુટુંબના બાળકો કેટલું હેત અને વૃદ્ધો કેટલો આદર પામે છે તે જાણી લેવું. આપણા સમાજમાં 'વૃદ્ધો'ની કેટલી 'કાળજી' લેવાય છે એના પર આજની યુવાપેઢીની 'ખાનદાની' નિર્ભર છે.

જે ઘરમાં વૃદ્ધોને અશાંતિ હોય એ ઘરમાં શાંતિ હોવાની સંભાવના નહીંવત હોવાની... કેટલાંક ઘરો પર

‘માતૃકૃપા’ કે ‘પિતૃકૃપા’ લખેલું તો હોય; પરંતુ એ ઘરનાં વૃદ્ધોને મળીએ ત્યારે ખબર પડે કે માતા અને પિતા તો ‘સંતાનોની કૃપા’ પર જીવી રહ્યાં છે! ઘડપણમાં ગમતું નથી અને સમય કેમ કાઢવો? આવા સમયના ‘ખાલીપાને પૂરવાની સમસ્યા’ પાયાની બની જાય છે. આવા સમયે વૃદ્ધો પરિવારજનોનાં કેવળ ‘સ્નેહ’ અને

‘હૂંફ’ ઝંખે, કેટલીકવાર તો મનગમતો ખોરાક ન મળે ત્યારે પણ વૃદ્ધોની હતાશા વધી જાય છે. કેટલીક વાતો ખૂબ નાની હોય; પરંતુ વૃદ્ધોની સમસ્યાઓ ઉકેલવા માટે પૂરતી હોય છે.

યુવાપેઢી પોતાનો કુટુંબધર્મ નિભાવવામાં નિષ્ફળ જાય છે, ત્યારે વૃદ્ધ દાદા-દાદીમા ઘરમાં બોજ લાગવા

માંડે છે. વૃદ્ધની ટેવોમાં કદાચ કોઈ નાનાં વ્યસન પણ હોય, તો તે સંતાનોએ સહી લેવાં જોઈએ. ચા-બીડી જેવાં હળવાં વ્યસનો તો ઘણીવાર વૃદ્ધોનો મોટો સહારો બને છે અને તે ખાલીપો દૂર કરવા માટે અનિવાર્ય હોય છે. બે પેઢી વચ્ચેના વિચારભેદ તથા વ્યવહારભેદ સ્વાભાવિક છે, તે માટે થતો સંઘર્ષ ટાળવામાં જ યુવાપેઢીનું

ડહાપણ છે. વૃદ્ધોએ પણ નવી પેઢીના નવા વિચારો-રિવાજો સ્વીકારી લેવાં જોઈએ; પછી પોતે ભલે જૂની ઘરેડમાં જીવે. ઘણીવાર વૃદ્ધોને લાગતું હોય કે, આપણે ઘરનો વહેવાર સંભાળીએ તો દીકરાને ઘરની ચિંતા નહીં; પરંતુ દીકરો તો પિતાજી ઘરવહેવાર ક્યારે છોડે એની દસ વરસથી રાહ જોતો હોય છે!

બાળપણ મળ્યું એટલે માણસને ઘડપણ મળે એવી પૂરી સંભાવના રહેલી છે. માણસે 'વૃદ્ધાવસ્થાની તૈયારી' યુવાવસ્થા કે પ્રૌઢાવસ્થાથી કરવી જોઈએ. વૃદ્ધોએ પોતાના 'નિર્વાહ પૂરતી બચત' પૂર્વાવસ્થામાં જ કરી રાખવી જોઈએ. ખાવા-પીવા, રહેવા-પહેરવાની વ્યવસ્થા થાય એટલી બચત હોય તો પોતાનો બોજો સંતાનો પર ન

આવી પડે. ધ્યાનમાં રાખજો, સંતાનો તથા વૃદ્ધોનું જીવન ઝઘડાખોર તથા કડવું બનાવી દેનારું સૌથી પ્રથમ અને સૌથી મજબૂત કારણ ‘આર્થિક બોજ’ છે. વૃદ્ધાવસ્થામાં આર્થિક વ્યવસ્થા વગર જીવવું એ ઘણીવાર બોખા મોઢે ચણા ચાવવા જેટલું કઠિન બની જાય છે.

શરીરથી યુવાન લાગતો માણસ પણ મનથી માંદો અને વૃદ્ધ હોઈ શકે અને શરીરથી વૃદ્ધ થયેલો માણસ પણ મનથી યુવાન અને તંદુરસ્ત હોઈ શકે. 'શરીરથી ઘરડો' થયેલો માણસ આનંદમાં રહે શકે; 'મનથી ઘરડો' થયેલો નહીં. બુઢાપામાં માણસ પોતાના મન અને વૃત્તિઓ પર કાબૂ રાખી શકે, સંયમ અને આત્મનિયંત્રણ જાળવી શકે

તો સુખી થવાનું બહું અઘરું નથી. 65 વર્ષ વટાવી ચૂકેલા ઘણા યુવાન વૃદ્ધોને હું નિકટથી જાણું છું. અન્યને ઉપયોગી બની જીવન જીવવાના નીતનવા ઉમળકાથી છલકાતા યુવાન વૃદ્ધો! દેહધર્મને વફાદારીપૂર્વક પાળવામાં આવે તો વૃદ્ધત્વમાં પણ યુવાનીનો અહેસાસ જળવાઈ રહેવો અશક્ય નથી. શારીરિક પક્ષાઘાત કરતાં

માનસિક પક્ષાઘાત માણસ માટે ઓછો હાનિકર્તા નથી હોતો.

અમારા ઘરની સામે શ્રી. કલ્યાણદાદા (રળિયાણાવાળા) રહે છે. તેઓ 90 વર્ષ વટાવી ગયા છે. હજી આસાનીથી હરીફરી શકે છે. એક દિવસ મેં દાદાને પૂછ્યું કે, '*દાદા તમે કદી મંદિરે કેમ જતા નથી*?' દાદાના જવાબમાં મને સુખી વૃદ્ધાવસ્થાનું

રહસ્ય મળી ગયું. દાદાએ કહ્યું, 'મને ઘરમાં જ આટલો બધો આદર, પ્રેમ અને આનંદ મળતો હોય તો મારે મંદિરે શું કામ જવું? મને મારું ઘર જ મંદિર જેવું લાગે છે.' ઘરના કોઈ સભ્યનો વાંક કાઢતા કે ફરિયાદ કરતાં અમે કલ્યાણદાદાને કદી જોયા નથી. ઘણીવાર તેમની સાથે બેસવાનું થાય; પણ બધી વાત જાણતા હોવા છતાં

કદી વચ્ચે બોલે નહીં, પૂછીએ તો જ જવાબ આપે. આખું કુટુંબ દાદાને અત્યંત આદરપૂર્વક રાખે, સંભાળે અને સાચવે. મિત્રો, આપણે પથ્થરની પૂજા ભલે કરીએ; પરંતુ આપણા ઘરના પાયાનો પથ્થર તો છે – વૃદ્ધ. ઘરડાં મા-બાપને તરછોડી, ઈશ્વરને પામવા મથતો માણસ, પરમાત્માને પામે એ વાતમાં માલ નથી. દરેક સાસુ-સસરા

પોતાની પુત્રવધૂને દીકરી સમજીને વહેવાર કરે અને દરેક વહુ તેના સાસુ-સસરાને માતા-પિતા માને તો ઝઘડાને કેટલો અવકાશ બચે?

‘વણમાગી સલાહો’ આપ્યા કરવાની વૃદ્ધોની કુટેવના કારણે યુવાપેઢીને ઝડપથી ‘અરુચિ’ અને ‘અપચો’ થાય છે. માણસ જ્યાં સુધી કુટુંબના ઉપયોગમાં આવે છે, ત્યાં સુધી

જ તેના હુકમનો અમલ થાય છે; પછી 'વિસ્ફોટ' થાય છે! આપણી વાતો સામેના માણસને ક્યારે કંટાળો આપે છે, એ સવાલનો જવાબ વૃદ્ધોને શોધતાં આવડી જાય, તો ઘણી સમસ્યાઓ ઉકલી જાય. વૃદ્ધોએ યુવાનો માંગે તો જ અને તે બાબતે જ સલાહ આપવા જેટલી કરકસરની ટેવ પાડવા જેવી છે! કુટુંબના સભ્યોને સલાહની જરૂર

પડે, ત્યારે હોંશેહોંશે દોડતાં ભલે આવે. એટલા વિલંબથી આપવામાં આવેલી સલાહ કદી કોઈને કઠે ખરી? વૃદ્ધોએ જાણી રાખવા જેવું છે કે, થોડા જ વખતમાં તેઓ તો કાયમી વિદાય લઈ જ લેવાના છે અને તે પછી સંતાનોનું જીવન તો તેમની ‘શક્તિ’, ‘સમજ’ તથા ‘સામર્થ્ય’ અનુસાર ચાલવાનું જ છે. પછી એ બાબત

વૃદ્ધોએ જીવતાં જ ‘અનાસક્તિ’ કેળવવી એ ‘ડહાપણભર્યો માર્ગ’ છે.

માણસ ઘરડો થાય એટલે માથાના વાળ રેશમ જેવા ધોળા થઈ જાય, ચામડી સાંઢિયાના હોઠની જેમ લથડી પડે, ચહેરા પર ચોળાઈ ગયેલા કાગળની જેમ ઠેકઠેકાણે કરચલીઓ પડી જાય, દાંત મોઢામાંથી ફરવા નીકળી જાય, પગ ડગલાં માંડે તો ધડ

પડું પડું થાય, **આંખો** જાડા કાચના ડાબલાની આરપાર માંડ થોડું ભાળે, **શરીરનાં બધાં અંગો કમજોર** થવા માંડે; પરંતુ *જીભ એવી માયા, કે એ ઘડપણમાં વધારે જોર પકડે*! જે માણસ ઘડપણમાં પોતાની **જીભને** કાબૂમાં રાખી શકે છે, એ 90 ટકા **સંજોગોને** પોતાના કાબૂમાં રાખી શકે છે. જે વૃદ્ધ 'ક્યારે' બોલવું, 'કેટલું'

બોલવું, 'શું' બોલવું અને 'કેવી રીતે' બોલવું આટલું ન જાણી રાખે, તેને દુ:ખી થવાનો અધિકાર છે. મારો દીકરો થોડોક 'સમજણો' થાય એટલે કહી રાખવું છે કે, 'હું ઘડપણમાં બહુ ફેંક ફેંક કરું કે, *'મેં તો યુવાનીમાં આમ કરેલું ને તેમ કરેલું'* – *એવી ડંફાસો મારું તો મને મારો આ લેખ એકવાર સામે જરૂર ધરજે*!'

સમય મળે ત્યારે યુવાનોએ વૃદ્ધ વડીલ પાસે જઈ બેસવું અને તેમને અનુકૂળ હોય એવી વાતો કરવી, તો વૃદ્ધને પારાવાર માનસિક પ્રસન્નતા પ્રાપ્ત થાય. વૃદ્ધો પ્રત્યે આદર, સ્નેહ અને ઉષ્માભર્યો વર્તાવ રાખવો એ યુવાપેઢીની જવાબદારી જ નહિ; ધર્મ પણ છે. શક્ય હોય ત્યાં સુધી ઘરડાં દાદા-દાદીનો એક રૂમ અલાયદો

રહેવો જોઈએ. વૃદ્ધોને પણ નરવી અંગતતા જોઈએ. ‘અંગતતા’ એક અત્યંત ‘જરૂરી’ અને એટલી જ ‘પવિત્ર’ ચીજ છે. વૃદ્ધ દાદા-દાદી એક ઓરડીમાં સાથે ન સૂઈ શકે, એવા વિચારો સોળમી સદીમાં શોભે; એકવીસમી સદીમાં નહીં!

પાછલી ઉંમરે માણસ ઘરભંગ થાય, ‘વિધુર’ કે ‘વિધવા’ બને ત્યારે

તેના જીવનમાં ‘ખાલીપો’ વધારે ‘વિકરાળ’ બની જાય છે. તોફાનગ્રસ્ત દરિયામાં નાવિક વગરની નાવ ફંગોળતી રહે એમ, જીવનસાથી વગરની વૃદ્ધની જિંદગી સંસારમાં ફંગોળાતી રહે છે. અચાનક આવી પડેલી એકલતા અસહ્ય લાગવા માંડે છે. માણસે માત્ર સાથે જીવવાની જ

નહિ; એકલા જીવવાની પણ માનસિક તૈયારી કરી રાખવી જોઈએ.

જીવનમાં મોટા ભાગની સમસ્યાઓનું મૂળ હોય છે – અપેક્ષા. *'મને ગણો, મને પૂછીને જ બધું કરો, મને મહત્ત્વ આપો, મારી સાથે ચર્ચા-વિચારણા કરીને વ્યાવહારિક કાર્યો કરો'* – વૃદ્ધોની આવી જીદ અને અધિકારવૃત્તિ કેટલીવાર ઘરમાં

ઝઘડાનાં મૂળ રોપે છે. જીવનમાંથી દુ:ખનાં મૂળિયાં ઉખેડી નાંખવાં હોય તો પહેલાં 'અપેક્ષાઓનાં મૂળિયાં' ઉખેડી નાંખવાં પડે. અપેક્ષાઓના સ્થાને સ્વજનો પ્રત્યે કેવળ નિર્વ્યાજ સ્નેહ અને સાચકલો પ્રેમ પ્રગટે તો સુખી થવાનું અઘરું નથી. માણસ વધેલા નખ કાપે છે એમ, વધેલી અપેક્ષાઓને પણ કાપતા રહેવું જોઈએ.

વૃદ્ધોએ પોતાની એકલતા દૂર કરવા 'સમાન વયની સોબત'(કંપની) બનાવી લેવી એ બહેતર માર્ગ છે. આ ભાગદોડના યુગમાં સંતાનો પાસેથી સોબત માટે 'સમય' માંગવો, એ વૃદ્ધો પાસેથી 'ખોરાકી' માંગવા જેવું છે!

સમવયસ્કો સાથે દોસ્તી-સોબત વધારવા ઉપરાંત વૃદ્ધોએ મનપસંદ એવા રસો પણ કેળવી લેવા જોઈએ :

ખાસ કરીને વાચન, સંગીત-ભજન જેવા શોખ, શાકભાજી લાવવા-ફોલવા-છોલવા જેવું ઘરનું અમુક હળવું કામ વડીલો કરે તો વૃદ્ધનો સમય પસાર થાય અને એને ઘરમાં પોતાની ઉપયોગિતા વરતાય. ડોસીમા તો ઘણાં ઘરકામમાં જોડાઈ શકે; પણ પ્રશ્ન ડોસાજીનો હોય છે! વડીલો-વૃદ્ધો માટે ઉત્તમોત્તમ કામ તો બાળકોને

રમાડવાનું હોય, માતાથી માંડીને શિક્ષક સુધીની ભૂમિકા 'અદા કરવી' એ 'અદા માટે' અઘરી વાત નથી. લાડકાં બાળકો અને વત્સલ-પ્રેમાળ દાદા-દાદી એ સંસારનું એક માણવા લાયક દૃશ્ય છે.

એકલતા દૂર કરવા કોઈ વ્યક્તિનો સંગાથ જ એક માત્ર ઉપાય નથી. વહેલી સવારનાં કોમળ 'કિરણો'

સાથે પણ મૈત્રી થઈ શકે, આંગણે ઉભેલાં 'વૃક્ષો અને ફૂલો' પણ માણસનાં સુખદુ:ખના સાથી બની શકે, કબાટમાં રહેલાં થોડાંક સુંદર 'પુસ્તકો' પણ માણસના સંગાથી બની શકે, ભૂતકાળની થોડીક મીઠી-મધુરી યાદો- 'સંસ્મરણો' પણ માણસની એકલતા ટાળી શકે, રાત્રે આકાશમાં ટમટમતાં 'તારલાઓ' અને સોળે કળાએ ખીલેલો

‘ચંદ્ર’ પણ માણસની ‘આંતરિક એકલતાને ઉલેચી’ શકે. સૃષ્ટિમાં અપાર શિવમ્-સુંદરમ્ ભર્યું પડ્યું છે. માણસ તેનો સંગાથ સેવતાં શીખી જાય તો એકલતાને દેશવટો લેતાં વાર કેટલી?

બુઢાપામાં ઘરમાં કોઈ સંભાળ ન રાખે, સ્વભાવથી સ્વજનો સાથે મેળ ન બેસે ત્યારે કેટલાક વૃદ્ધજનોએ

ઘરડાંઘરનું શરણું શોધવું પડે છે. જીવનભરનાં પરિશ્રમથી જે ઘરનો માળો બાંધ્યો હોય એવા દીર્ઘપરિચિત ઘરને પળવારમાં ત્યજી વૃદ્ધાશ્રમમાં જતાં વૃદ્ધોને કેટલી વેદના થતી હશે? હું વૃદ્ધ ન હોવા છતાં માત્ર કલ્પનાથી વૃદ્ધની વેદના સમજી શકું છું. ‘દીકરી ઘર છોડે’ અને ‘દીકરો તરછોડે’ ત્યારે દુનિયામાં કોઈ બાપનું હૈયું નિચોવાયા

વિના અને આંખો ભીંજાયા વિના રહી શકે? મિત્રો, રાજા હોય કે રંક; સૌથી વધારે સુખી તો એ છે, જે પોતાના ઘરમાં શાંતિ મેળવી શકે.

ગામડામાં તો કેટલાંક ઘરોમાં વૃદ્ધો ઓસરીના કોઈ ખૂણામાં કણસતાં હોય કે ઢોર બાંધવાના ફરજામાં ઓય... ઓય.. કરતાં પડ્યાં હોય, ગંભીર શારીરિક તકલીફોની પણ

ભાગ્યે જ દાક્તરી તપાસ થતી હોય. અસહ્ય શારીરિક વેદનાઓ આગળ માખી-મચ્છરોનો ત્રાસ તો સાવ સહ્ય! કેટલાક વૃદ્ધો તો પોતાની બદહાલત ન સહી શકે કે ન કોઈને કહી શકે. આવા તીવ્ર આઘાતમાં કેટલાક ઘરોમાં વૃદ્ધોએ પણ આપઘાત કરવો પડે છે. બે ચમચી 'રાબ' ખાવા માટે દાદાને બબ્બે વરસ 'રાહ' જોવી પડે! અને મરે પછી

તો તરત આખા ગામને 'લાડવા'! મિત્રો, આપણે માવતરના મરણ પછી કારજ, પાણીઢોળ અને દહાડામાં જે ખર્ચો કરીએ છીએ એનો પચાસ ટકા ખર્ચ પણ, જીવતાં માવતરની સંભાળ માટે કરીએ તો સંસારના તમામ વૃદ્ધોની સમસ્યાઓ કેટલા દહાડા ટકે?

વૃદ્ધોનો આદર કરવો, સેવા-ચાકરી કરવી એ આજની નવી પેઢીની

'સામાજિક જવાબદારી' છે. ઘરડાંઘરો કે વૃદ્ધાશ્રમો તો અનિવાર્ય અનિષ્ટ છે. સંતાનો અને કુટુંબીજનો તરફથી મળતાં હૂંફ, સ્નેહ અને પ્રેમની તોલે તો દુનિયાની કોઈ વ્યવસ્થા ન આવી શકે.

ભારતમાં આઠેક કરોડ જેટલા વૃદ્ધો હયાત હોવાનો અંદાજ છે. આટલી મોટી સંખ્યામાં જીવી રહેલાં વૃદ્ધો, યુવાપેઢી તરફથી આદર પામતાં

થાય તો દેશનો ખૂબ મોટો વૃદ્ધસમાજ તેમના જીવનનું અંતિમપર્વ, ઉત્તરાવસ્થા આનંદપૂર્વક ગાળી શકે. એના માટે બંને પક્ષોએ બાંધછોડ કરવી જરૂરી છે. બાંધછોડ વગરનો માણસ એટલે બ્રેક વગરનો ખટારો!

***પ્રસાદ*** : *શ્રવણકુમારે પોતાનાં વૃદ્ધ-આંધળાં મા-બાપની કાવડ ખભે ઉપાડી ચારધામની યાત્રા કરાવી હતી. દશરથના બાણથી પોતાનો જીવ જઈ રહ્યો હોવા છતાં; અંતિમ ક્ષણોમાં શ્રવણે દશરથ*

રાજાને કહેલું, '*મારાં આંધળાં મા-બાપ તરસ્યાં થયાં છે, તેમને પાણી પાઈ આવજો*!'

*પિતૃદેવો ભવ અને માતૃદેવો ભવનો મહિમા, શ્રવણથી વધારે કોઈ સમજી શક્યું હશે ખરું? મને જગતભરના 'શ્રેષ્ઠ પુત્ર'ની પસંદગી કરવાનું કામ કોઈ સોંપે તો હું એ ઍવોર્ડ 'શ્રવણકુમાર'ને 'મરણોત્તર ઍવોર્ડ'ના રૂપે આજે પણ આપું!*

સુરતના, તે સમયના દૈનિક **'લોકસમર્થન'**ના તા. **03** જુલાઈ **2003**ના અંકમાંથી સાભાર..

## –વલ્લભ ઈટાલિયા

## સમ્પર્ક :

74-હંસ સોસાયટી, વરાછા રોડ, સુરત-395 006

ઈ.મેઈલ: vallabhitaliya@gmail.com

વૉટસએપ મોબાઈલ : 98258 85900

@@@

**અક્ષરાંકન અને પ્રેષક :**

..ઉત્તમ.મધુ ગજ્જર :
uttamgajjar@gmail.com

@@@

શ્રી વલ્લભભાઈના આ વિચારો પસંદ પડે અને '**મોબાઈલ એડીશન**'ની આ '**વિચારયાત્રા**'માં જોડાવા મન થાય તો,

મારા મોબાઈલ નંબર : 97268 98772 ઉપર, તમારું પૂરું નામ–અટક અને સરનામું લખી, મને વૉટસેપ કરજો. (મેસેજ નહીં) બધા લેખો મોકલી આપીશ.

અને હા, જો આ 'વિચારો' ગમે તો, તમારા પાંચ મિત્રોને વહેંચવાનું ચૂકશો નહીં.

'સુવિચારો' તો વહેંચાયેલા જ સારા.

ખરું ને?

